॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પલેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ વદ - ૭ ● તા. ૧૨-૦૭-૨૦૨૦ ● રવિવાર SDP NO: 85 MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com

## દ.ભા.ના કડલુર રહેવાસી જીતેન્દ્રભાઈ જાદવાણીની ટીમ દ્વારા મિશન ગ્રીન ઈન્ડિયા ના શિલાન્યાસ

સંયોજક : અમૃતભાઈ ભાવાણી, ચેન્નઈ.




વૃક્ષ એક ફાયદા અનેક, પર્યાવરણ ને બહેતર બનાવવા માટે વૃક્ષ અને પૌધા ખુબ જ મદદરૂપ થતા હોય છે. વૃક્ષ થકી લોકોને ઓક્સિજન મળે છે, જે એક જીવન જરૂરિયાત છે. વૃક્ષો પાણી ને પણ સંરક્ષિત કરે છે. અન્ય રીતે પણ પર્યાવરણ માટે ઘણા લાભદાયક હોય છે...આવુ એક પર્યાવરણ બચાવ રુપી કાર્ય કડલુર નિવાસી જીતેન્દ્રભાઈ જાદવાણી ની ટીમ રોટરી કલબ ઓફ કડલુર કોસ્ટલ સીટી દ્વારા હાથ ધરાયુ છે. કડલુર મ્યુનિસિપલ ના હસ્તગત એક એકર જમીન પર વિકાસશીલ વન બનાવવા ના કાર્ય નું શિલાન્યાસ કરાયું છે. અને વધુ મા ૧૦ એકર જમીન પર વિકસિત વન બનાવવા ની યોજના પણ વિચાર વિમર્શ પર છે. આ પ્રોજેક્ટ મા આપણી સમાજ ના સમાજ સેવાભાવી શ્રી જીતેન્દ્રભાઈ જાદવાણી સલાહકાર તરીકે કાર્યરત છે અને અત્યારે આપણા સમાજ અને યુવાસંઘ દ્વારા ચાલી રહેલ મિશન ગ્રીન ઈન્ડિયા અંતર્ગત આ કાર્ય હોવાથી, જીતેન્દ્ર ભાઈએ આ બાબતે વિશેષ ચીવટ રાખી આ કાર્ય માટે પોતાની વગ વાપરી અંજામ આપ્યો હતો.

## કોરોના સંદર્ભ માં અપીલ

સંયોજક : ગૌરાંગભાઈ ધનાણી, કડોદરા-સુરત.



સુરત માં પોતાની જ હોસ્પીટલ ની પ્રેક્ટિસ દરમયાન કોરોના સંક્રમણ થવાથી અને પોઝિટિવ રિપોર્ટ આવ્યે થી સુરત ની પ્રખ્યાત વિનસ હોસ્પિટલ માં ભરતી થયેલ, જે હવે સ્વસ્થ થઈ જતાં પોતાના ઘરે જ હોમ કોરનટાઇન છે. અને ખૂબ જ સ્વસ્થ છે.. વર્તમાન સમએ ડોક્ટર જ સહુ થી વધુ સંક્રમણ નો ભોગ બને છે... જે જાણે છે પણ તેઓ પોતાની સેવા બજાવી ને સાચા અર્થ માં કોરોના ફાઈટર તરીકેની જવાબદારી નિભાવે છે.. માહિતી મુજબ સુરત માં અત્યાર સુધી માં ૪ કેસ સંપૂર્ણ પોઝિટીવ માંથી બહાર આવી તંદુરસ્ત બન્યા છે, જ્યારે અત્યારે અન્ય ૪ કે ૫ વ્યક્તિ કોરોના પોઝિટીવ છે.. જેઓ પણ જલ્દી સારા થાય તેવી પ્રાર્થના અને બીજા નવા સંક્રમણ ના ભોગ ના બને જેથી પરિવાર ને મુશ્કેલીના પડે તે સાવચેતી સહુ રાખશો....

- ડો સુધીર.

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- ૧૧/૦૭/૨૦૨૦

Kirti Limbani- Hyderabad 9391002575 - TAP

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છાઓ પાઠવે છે.

- પ્રતિનિધિઃ નીલેશભાઈ સુરાણી, તલોદ.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૧૦. ૦૭. ૨૦૨૦ પ્રશ્ન નંબર - ૪૧.**

૧૪ ફેબ્રુઆરી ૨૦૧૯ માં પુલવામા ખાતે CRPF ના જવાનો પર આતંકવાદી હુમલો થયો હતો, તેમાં આપણા દેશના કેટલા જવાન શહીદ થયા હતા ...???

સાચો જવાબઃ ૪૦ જવાન શહીદ થયા હતાં.

સાચો જવાબ આપનાર વિજેતાઃ પ્રફુલ કુમાર M. પટેલ

**તા. ૧૧.૦૭.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૪૨.**

૨૦૧૯ માં સતત ત્રીજી વખત ભારત ના સૌથી સ્વચ્છ શહેર નું બિરુદ મેળવેલ એ કયું શહેર છે ? જેનું પ્રાચીન નામ અહિલ્યા નગરી હતું...

**આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## તાજા સમાચાર

પુના, પિંપરી ચિંચવડ જિલ્લા ની અંદર કોરોના કેસ ની સંખ્યા વધવા ના કારણે સરકાર તરફથી ફરી એક વખત ૧૩જુલાઈ થી ૨૭જુલાઈ સુધી પુર્ણ Lockdown જાહેર કરવામાં આવેલ છે.

## ટીમ મેડિકોઝ ની જ્ઞાતિજનો જોગ અપીલ... કોરોના એ વધુ એક પાટીદાર યુવાન ને ભરખી લીધો.

સંયોજક : ડૉ. વિપુલભાઈ છાભૈયા, નરોડા-અમદાવાદ.

મડાસણ કંપાના તેજસ્વી યુવા ભાઈલાલ ભાઈ ધનજી પટેલ, જેઓ ગઈકાલે ૫૨ વર્ષની ઉંમરે કોરોના વાયરસ ના જંગ માં હારી ગયા હતા.. અને મોડાસાની કૉવિદ ૧૯ ની સારવાર આપતી હોસ્પિટલ માં તેમનું નિધન થયું હતું.

તેઓ મોડાસા ખાતે ની ઉમાં શરાફી મંડળી ના સ્થાપના વખત થી જ મેનેજર રહ્યા હતા. તેઓની અણધારી વિદાય થી ગ્રામજનો અને હેતુસંતોષીઓ માં શોક ની લાગણી ફરી વળી હતી. જેવી ચહેરો તેવા જ શાંત, સરળ અને મિલનસાર સ્વભાવના વ્યક્તિ હતા..

**પ્રિય જ્ઞાતિબંધુઓ,**

આપ સૌ જાણતાજ હસો કે કોરોનાએ હમણા ખૂબ ગંભીર રૂપ ધારણ કર્યું છે અને એમાં આપણી સમાજના ઘણા વ્યક્તિઓ સંક્રમિત થયા છે અને સારવાર હેઠળ છે. કોરોનાએ હવે મોટા શહેરો થી લઈ નાના ગામોમાં સંક્રમણ આવી ગયુ છે. તો સૌને આગ્રહભરી વિનંતી છે કે આવનારા થોડા દિવસ સુધી કામ હોય કે ના હોય ઘરમાં જ રહો(મેડીકલ ઈમરજન્સી સિવાય) અને સલામત રહો,એવી અમારા તરફ થી બે હાથ જોડી આગ્રહભરી વિનંતી છે.

**માસ્ક પહેરો, વારંવાર હાથ ધોવો અને સોશિયલ ડિસ્ટન્સ રાખો... ટીમ સનાતન મેડીકોઝ**




## અવસાન સમાચાર

તારીખ ૧૦/૭/૨૦૨૦, શુક્રવાર.

સ્વ. વડિલ શ્રી રામજીભાઈ કાનજીભાઈ ભાદાણી, ઉંમર ૭૮ વર્ષ, કચ્છ ગામ નાગવીરી, હાલે પૂના પિંપરી-ચિંચવડ.

તાઃ- ૧૧/૦૭/૨૦૨૦, શનિવાર.

સ્વઃ સાવિત્રીબેન રામજીભાઈ છાભૈયા, ઉંમર વર્ષ-૭૮ ગામઃ- વિરાણીમોટી.

સનાતન ધર્મ પત્રિકા

## શ્રી ABKKP યુવાસંઘ, એગ્રીકલચર & એનવરમેન્ટ ટિમ આયોજિત




મિશન ગ્રીન ઈન્ડિયા 1st July to 15th August 2020

यदि आप के चंद मीठे बोलों से किसी का रक्त बढ़ता है, तो यह भी रक्त दान हैयदि आप के द्वारा किसी की पीठ थपथपाने से उसकी थकावट दूर होती है, तो यह भी श्रम दान हैयदि आप कुछ भी खाते समय उतना ही प्लेट में लें कि कुछ भी व्यर्थ ना जाए तो यह भी अन्न दान है। यदि आप एक पेड़ लगाते है, और उससे ऑक्सीजन बनती है, तो यह भी किसी को जीवन दान है।तो आओ पैड लगाऐ और आने वाले कल को और सुंदर बनाऐ

Oxygen બેંક માં Oxygen જમા કરાવીએ कार्य HUM SE... करेंगे दिल से....

જય મિશન,જય યુવાસંઘ.

## આજની ચિંતનકણિકા

શ્રેષ્ઠ આચરણ કરનાર માતાપિતાને ત્યાં શ્રેષ્ઠ સંતાનનું અવતરણ થશે.

પૂજ્ય શ્રી મોટા કહે છે, "બાળક એ ભવિષ્યના સમાજનો પ્રાણ છે...ચેતનશક્તિ છે. ભાવિ સમાજનો એ નિર્માતા છે એ જો આપણને સમજાતું હોય તો બાળકના જન્મ અને ઉછેરમાં માતાપિતા બંનેએ રસ લેવો જોઈએ."

બાળક એ માત્ર કુટુંબનું જ એક અંગ નથી, સમગ્ર સમાજનું પણ એ અંગ છે. જતનપૂર્વક ઉછેરેલો છોડ જતે દહાડે વૃક્ષ બનીને ફળ આપે છે તેમ બાળક માટે લેવાયેલી કાળજીનો પૂરેપૂરો બદલો સમાજને મળી રહે છે. એટલે બાળક માટે સમાજ જે કંઈ કરે છે તે એક પ્રકારનું બદલાની ખાતરીવાળું રોકાણ છે. (બાલવંદના - શ્રી રતિલાલ બોરીસાગર)

બાળકનો જન્મ એ ઈશ્વરીય યોજના છે. આ વાતને બરાબર સમજીને વ્યવહાર કરનારાં પતિ-પત્ની શ્રેષ્ઠ સંતતિને જન્મ આપી શકે છે.

શ્રી ઉમા એજ્યુકેશન અને ચેરીટેબલ ટ્રસ્ટ, SUV international school.

## કોરોનાના કહેર: સુરતથી અમદાવાદ આવતા લોકોનું એક્સપ્રેસ વે પર રેપિડ ટેસ્ટિંગ, બપોરના 12 સુધીમાં 9 લોકો કોરોના પોઝિટિવ



રાજ્યમાં કોરોનાના સૌથી વધુ કેસો હવે સુરત શહેરમાં નોંધાઇ રહ્યા છે. સુરતમાં કોરોનાના કેસો વધતાં લોકો ફરી વતનમાં, સૌરાષ્ટ્ર અને અમદાવાદ પરત ફરી રહ્યાં છે. જેથી સુરતથી અમદાવાદ આવતાં લોકોનું રેપિડ ટેસ્ટિંગ કરવામાં આવી રહ્યું છે. આરોગ્ય ટીમો હાલ સ્થાનિક પોલીસની ટીમ સાથે એક્સપ્રેસ વે પર આવેલા ટોલ ટેક્સ પર તહેનાત છે. અમદાવાદમાં પ્રવેશતા તમામ લોકોની પૂછપરછ કરવામાં આવે છે અને જે કોઈપણ વ્યક્તિ સુરતથી અમદાવાદ આવી હોય તે તમામ લોકોનું ચેકિંગ કરી રેપિડ ટેસ્ટ કરવામાં આવી રહ્યાં છે. સવારથી બપોરે 12 વાગ્યા સુધીમાં 92 લોકોના ટેસ્ટ કરવામાં આવ્યા છે જેમાં 9 લોકો પોઝિટિવ આવતા તેમને હોસ્પિટલમાં કે હોમ આઇસોલેશનમાં મોકલવામાં આવ્યા છે.

## આરોગ્ય ના આંગણે.. ઔષધીય વનસ્પતિ નો પરિચય.

સંકલન : ગૌરાંગભાઈ ધનાણી, કડોદરા-સુરત.







## વીર સપૂતો ને શ્રધ્ધાંજલી

સંયોજક : મનિષ ભગવાનભાઈ નાંયાંણી. રાયપુર પ્રતિનિધિ.




શ્રી પાટીદાર સમાજ રાયપુર વતી વીરોની વીરતા ને વધાવવા કોટિ કોટિ વંદન સાથે શ્રદ્ધાંજલિ સભા નુ આયોજન તા. ૨૦/૦૬/૨૦૨૦ ના શ્રી પાટીદાર ભવન, ફાફાડીહ મધ્યે યોજવામાં આવ્યું. આ શ્રદ્ધાંજલિ સભામાં ગલવાન ઘાટી, લદ્દાખ માં ૧૫-૧૬/૦૬/૨૦૨૦ ના વીરગતિ ને વરેલા ભારતમાતા ના ૨૦ સપૂતો ને સામુહિક શ્રદ્ધાંજલિ આપવામાં આવી. ૨૦ માં ના એક, છ.ગ. ના દિવાંગત્ વીર સપૂત ગણેશરામ કુંજામ નો પરિચય સાથે કારકિર્દીની માહિતિ આપવામાં આવી.

શ્રદ્ધાંજલિ સભામાં અન્ય જ્ઞાતી ના આગેવાનોની પણ ઉપસ્થિતિ રહી.

આ પ્રસંગે ઉપસ્થિત સર્વે સદસ્યો ભાવ વિભોર થયા હતા તથા ભારતના સ્વાભિમાન માટે ચાઈનીઝ વસ્તુઓ નો બહિષ્કાર કરવો તથા આત્મનિર્ભર ભારત નો સંકલ્પ કરવામાં આવ્યો.

સામુહિક શ્રદ્ધાંજલિ સભા નુ સમાપન એ મેરે વતન કે લોગો નામક દેશભક્તિ ગીત ના ગાયન દ્વારા શબ્દાર્પણ કરી બે મિનિટ નું મૌન પાળી કરવામાં આવ્યુ.

આ કાર્યક્રમ સરકારી નિર્દેશો મુજબ ફીજીકલ ડીસ્ટેન્સ, સેનેટાઇઝર તથા માસ્ક સાથે યોજવામાં આવ્યો હતો.

## વેલ્લોર માં ભાડા ની કાર ચલાવતા ડ્રાઈવરો ના પરિવારજનો ને સહાય

સંયોજક : અમૃતભાઈ ભાવાણી, ચેન્નઈ.





ભાડા ની કાર ચલાવતા ડ્રાઈવરો ના પરિવારજનો ને સહાય બનતી વેલ્લોર કાન્તિભાઇ સાંખલા ની ટીમ, કાન્તિભાઇ સાંખલા ની ટીમ દ્વારા ભાડા ની કાર ચલાવતા કારચાલાકો ના પરિવારજનો ને કોરોના રીલીફ રેશન કીટ મા ચોખા, મસાલા ખાધતેલ જેવી ચીજવસ્તુ અર્પણ કરાઈ હતી . આપણી સમાજ ના કાન્તિભાઇ સાંખલા ના નેજા હેઠળ આયોજન કરાયેલ આ કાર્યક્રમ મા કાટપાડી રેલ્વે સ્ટેશન મેનેજર કે.રવિન્દ્રનાથ વિષેશ અતિથિ તરીકે ઉપસ્થિત રહ્યાહતા અને અન્ય કાર્યકર્તા વી.પલની, આર.બાલમુરુગન વગેરે એ હાજરી આપેલ. રાહત વસ્તુઓ દાનમાં આપવા બદલ કાર ડ્રાઈવર એસોસિએશન ના પ્રમુખ શ્રી તંડાપાણી એ તેઓનો આભાર વ્યક્ત કરેલ હતો...